

# ભંગવા કપડા ધારી
# સાધુ.

અને

## મંદીરોની થતી દુર્દશા.

ભાગ બીજો

કરાંચી લોહાણા કોમમાં આવેલી જાગૃત
અને તેમનાં પક્ષમાં નેતાઓએ બતાવેલી હિંમત.


છપાવી પ્રસિદ્ધ કરનાર,
શુકલ દુર્ગાશંકર આત્મારામ.



પ્રત. ૧૦૦૦ કરાંચી સને ૧૯૨૯

કીંમત. ૦-૧-૦

# ગુજરાત સેવક દળ.



કરાંચીમાં વસતી દરેક ગુજરાતી કોમ જેવી કે કાઠીયાવાડી, કચ્છી અને ગુજરાતી કોમનો સમાવેશ થાય છે તે દરેક કોમને વિનંતી કરવાની કે અમારા તરફથી પ્રજાની સેવા અરથે એક ગુજરાત સેવાદળ ઉભું કરવામાં આવેલ છે. તેની અંદર દરેક માણુસો મેમ્બર થઇ મદદ કરશે એવી હું આશા રાખું છું અને દરેક સેવકો પોતાના ખરા હૃદયથી આ સેવક દળમાં નામ નોંધાવી પોતાનું ખરૂં કામ બજાવી અમને સહાય કરશે એવી અમોને આશા છે.

આ મંડળના ઉદ્દેશો અમોએ હેન્ડબીલ દવારા આપેલ છે.

લી. સેવક,

શુકલ દુર્ગાશંકર અંબારામ.

ઠે. રણછોડ લેન–કરાંચી.

---

## જાહેર ખબર.

વાંચો! વાંચો અને વંચાવો!! વાંચો!!!

## ધી હાઇલૅન્ડ વોશીંગ કું.

અમોએ આજથી ન્યુ શાંન્તી ભુવન હિન્દુ હોટલની બાજુમાં ધી હાઇલૅન્ડ વોશીંગ કંપની ખોલેલ છે. જેની અંદર ઘણા સફાઇદાર કપડાઓ ગરમ, રેશમી, સુતરાઉ ડાઇંગ એન્ડ ડ્રાઇ કલીનીંગ કરી ગ્રહાકોના મન રંજન કરી ટાઇમસર ધોઇ આપવામાં આવશે. તો જરૂર કરાંચીની પ્રજા અમોને ઉતેજન આપશે એવી આશા છે.

ગ્રહાકોના કોઇ પણ કપડા ખોવાય તો કંપની જોખમદાર છે.

દરેક કપડા ટાઇમસર અને સફાઇદાર ધોઇ આપવામાં આવશે.

એક વખત કામ પાડી ખાત્રી કરો.

મેનેજર અને માલેક.

**ધી હાઇલૅન્ડ વોશીંગ કુંપની,**

નેપીયર રોડ, ન્યુ શાન્તી ભુવન

હિન્દુ હોટલની બાજુમાં—કરાંચી.

## અમારા તરફથી બહાર પડેલી ચોપડીઓ.

| | | |
|---|---|---|
| ૧ સીન્ત્રની સુંદરી. | | ૦–૨–૦ |
| ( કરાંચીમાં ચાલેલો ચર્ચા ભર્યા કેસનો હેવાલ સત્ય બનેલી ઘટના ) | | |
| ૨ વીરમ ગામની લાઈન દોરી. | | ૦–૧–૦ |
| ૩ સફેદ કપડામાં સંતાએલા સેતાનો. | | ૦–૧–૦ |
| ૪ ભગવા કપડા ધારી સાધુ અને મંદીરોની દુર્દશા | ભાગ પહેલો | ૦–૧–૦ |
| ૫ ,, ,, | ભાગ બીજો | ૦–૧–૦ |
| ૬ ,, ,, | ભાગ ત્રીજો છપાયછે. | |

શુક્લ દુર્ગાશંકર અંબારામ
રણછોડ લેન કરાંચી.

---

## ફોટો એનલાર્જ મેન્ટ

સાઈઝ ૧૬×૨૦

| | | |
|---|---|---|
| અમો એનલાર્જને માટે ફોટો મફત પાડી આપીએ છીએ. | એ ન | તમારા ફોટા ઉપરથી અમો ૧૬+૨૦ સાઇઝનો ફોટો કરી આપીએ છીએ. |
| એ | ન લા | ર્જ મે ન્ટ |
| સસ્તામાં સસ્તુ અને થોડા દીવસમાંજ મનગમતું કામ કરી આપીએ છીએ. | ર્જ મે ન્ટ | જોવાને વાસ્તે અમારો શો રૂમ ખુલો છે. પધારો ખાત્રી કરો. |

ફોટોગ્રાફર કે. વી. દવે.
સ્વામીનારાયણની ચાલ બંદર રોડ–કરાંચી.

# ભગવા કપડા ધારી સાધુ.



## (સોળમા પાનેથી અધુરો રહેલો ચર્ચા ભરેલા કેસનો હેવાલ.)

સવાલ—બાવા ઉપર ફરીઆદ થઇ છે ખરી? જવાબ—હા. બાવાને મંદીરમાં હાંકી કાઢવાને માટે કોર્ટમાં દાવો દાખલ થએલ છે તે હું જાણું છું. અમારી કોમ તેને હાંકી કાઢવા માગે છે.

સવાલ—શા માટે હાંકી કાઢવા માગે છે? જવાબ-કેમકે તે સારી ચાલનો નથી તેની ખરાબ ચાલના રીપોર્ટ મને કેટલીએ વાર મલ્યા છે. અને મે તેની અનીતિમય ચાલચલગત અને જુગાર માટે એકવાર ઠપકો આપ્યો હતો.

સવાલ—મંદીરમાં સ્ત્રીઓ દરશને જાય છે ખરી? જવાબ—હા. મંદીરમાં પણ જનારી સ્ત્રીઓની સંખ્યા સારી પેઠે ઘટી ગઇ છે.

**જમનાદાસ સાક્ષી નંબર ૧૫ ની મી. મીરઝાએ લીધેલી ઉલટ તપાસ.**

સવાલ—ફરીઆદી સામે માંડેલા દાવામાં તમો વદી છો? જવાબ—નાહી.

સવાલ—તમો મંદીરમાં જાઓ છો? જવાબ—દાવો માડયા બાદ છેલ્લા એક વર્ષથી મે મંદીરમાં જવાનું બંધ કરેલ છે.

સવાલ—શા કારણથી બંધ કરેલ? જવાબ--કારણ કે જુગારીઓ અને ખરાબ ચાલની સ્ત્રીઓ મંદીરમાં જતા આવતા

સવાલ--મંદીરમાં શું તેઓને જવાની મના છે? જવાબ--મંદીર સર્વ હિન્દુ જનતાને માટે ખુલ્લું છે.

સવાલ--ખરાબ ચાલની **ઓરતો મંદીરમાં** જઇ શકે છે? જવાબ--ખરાબ ચાલની **સ્ત્રીઓ** તેમજ **જુગારીઓ** પુજા માટે જઇ શકે છે.

સવાલ--મંદીર કયાં આવેલું છે? જવાબ--મંદીર ભોંય તળીઆ પર આવેલુ છે અને મથાળે રહેવાના ઘરો છે.

સવાલ--તમો **મંદીરમાં જુગારીઓને** રમતા જોએલા છે? જવાબ--હા મેં મંદીરવાળી જગ્યામાં રમતા જોએલા છે.

સવાલ--તમો મંદીરમાં કાંઇ અસભ્ય કાર્ય કરતા જોએલા છે? જવાબ--મેં મંદીરમાં અસભ્ય કાર્ય થતું કદાપી જોયું નથી. પણ બધો જુગાર અને અસભ્ય આચાર માળ ઉપર થાય છે.

સવાલ--ધણી ધણીઆણી રહી શકે ખરા કે? જવાબ--(મંદીર) ની જગ્યામાં પતી પત્ની પણ સંભોગ ન કરી શકે.

સવાલ--ઉપર કોણ રહે છે? જવાબ--ઉપરના મકાનમાં લોકો ભાડે રહે છે. અને ત્યાં સ્ત્રી પુરૂષો સંયોગ કરી શકે.

સવાલ--તમે જુગાર રમતા જોએલ છે? જવાબ--મેં મંદીર ઉપર બે ચાર વખત જુગાર રમતા જોએલ.

સવાલ--કોણ કોણ રમતા? જવાબ--તેઓને હું જાણુતો નથી તેમજ દરેક વખતે એકના એક માણુસ જુગાર રમતા તે હું ન કહી શકુ

---

સવાલ—ત્યાં રહેનારા રમતા હતા ? જવાબ—તે હું ન કહી શકું.

સવાલ—તમો ત્યાં ઉભા હતા? જવાબ—હું થોભેલો નહી હું તો માત્ર નજર ફેરીને ચાલી ગયેલો.

સવાલ—તમોએ શું જોયું જવાબ—મેં માત્ર ચાર પાંચ માણુસોને જુગાર રમતા જોયા. મેં પૈસા પણુ પડેલા જોયા પણ હું કોઇની સાથે કાંઇ બોલેલ નહી

સવાલ—મંદીરમાં જુગાર ચાલે છે તે ખબર તમે કોઇને કહેલી ? જવાબ—પણુ મેં મારા (ઓળખીતા) લોકોને કહેલી

સવાલ—તમે લોફરોને જોયેલા ખરા ? જવાબ—મેં જોયેલા નહી.

સવાલ—ફરીઆદી મંદીરમાં ખરાબ ઓરતો રાખે છે? જવાબ—તેની મને ખબર નથી.

સવાલ—ફરીઆદી મંદીરમાં ખરાબ ઓરતો રાખે છે એવું તમો સોગનનામામાં કહેલ છે તે ખરૂ છે? જવાબ—તે ખરૂં નથી.

સવાલ—મંદીરમાં કોણુ ખરાબ ઓરતો જાય છે તેના નામ જાણો છો ? જવાબ—તે ઓરતોના નામ આપી શકુ નહી.

સવાલ—તમો ઓળખો છો ખરા ? જવાબ-હું ઓળખતો નથી પણુ તેઓ મંદીરની પાડોસમાં રહે છે.

સવાલ—તમો મંદીરમાં ખરાબ ઓરતો જાય છે તે કેવી રીતે જાણ્યું ? જવાબ—કેટલાક લોકો પાસેથી પણુ મને ખબર આપનારનું નામ આપી શકુ નહી તેમજ તેઓએ સ્ત્રીઓનું ઠેકાણું આપેલું નહી.

---

સવાલ—તમોએ જુગાર રમવા બાબત ફરીઆદીને કાંઇ કહેલું ખરૂં ? જવાબ—તે મને યાદ નથી.

સવાલ—ફરીઆદી ઉપર દાવો શા માટે થયેલ છે ? જવાબ—ફરીઆદીને હાંકી કાઢી બીજો પુજારી લાવવા માટે. મંદીરની અને માથેની જગ્યાની બધી આવક ભાવો હજમ કરી જાય છે તેની મને ખબર નથી.

## મી. ફતેચંદે લીધેલી તપાસ.

સવાલ—તમોએ મંદીરમાં જુગાર રમતા કયાં જોયા ? જવાબ—મંદીરના ઓરડાની ઉપર મેં જુગાર ચાલતો જોયો.

સવાલ—બાવો કયાં રહે છે ? જવાબ—મંદીરના ઓરડાના ઉપરના ભાગમાં.

સવાલ—ત્યાં કોઇ પરણેલો માણસ રહી શકે ખરો ? જવાબ—નહી તયાં પરણેલાને રહેવા દેવામાં આવતો નથી.

## શેઠ ખીમજી જેઠાભાઇ સાક્ષી નં. ૧૬ ની મીરજાએ લીધેલી ઉલટ તપાસ.

સવાલ—તમો મંદીર વીશે શું જાણો છો ? જવાબ—મંદીરમાં ચાલતા વિષયાચાર વીષે મને અંગત માહિતી નથી.

સવાલ—ત્યારે તમોને કેવી રીતે ખબર પડી ? જવાબ—જેઓએ મને ખબર આપી તેઓના નામ હું આપી શકું નહીં.

સવાલ—તમોને કોણે કહયું ? જવાબ—આપી કોમ કહું છું.

સવાલ—કોણ ઓરત આવે છે તે તો કહો? જવાબ—તે હું જાણું છુ પણ નામ આપી શકુ નહિ તેમ આપવા ચાહતો નથી પણ કોર્ટમાં મેં જુબાની આપી તે પહેલા નામો સાંભળ્યા છે અને સ્ત્રીઓ પણ જોઇ છે.

સવાલ—તમો મુખ્ય તપાસમાં જણાવો છો કે મંદીરમાં જતી એક બે સ્ત્રીઓ જોડે બાવાને ખગાબ સંબંધ છે એવા ખબર તમોને મલ્યા હતા અને તમો ઓરતના નામો જાણતા નથી આ રજુઆત ખરી નથી? જવાબ—મેં નામો સાંભળ્યા છે અને તેઓને જોયેલ પણ તેમને જાતે ઓળખતો નથી.

સવાલ—તો તમો જાણો છો તો નામો આપી દીઓ? જવાબ—મે રૂખમણી અને બીજી રળીઆતના નામો સાંભળ્યા છે.

સવાલ—તે નામો કોણે આપ્યાં? જવાબ—તેની મને યાદ નથી તેમને બાર માસ થઇ ગયા.

સવાલ--જાતે કોણ છે? જવાબ--તેણીઓ જાતે લુહાણીઓ છે. અને જણાવનારે જણાવેલ કે તેણીઓની ચાલચલગત સારી નથી.

સવાલ--તમો તેણીઓને મંદીર જતી જોયેલ ખરી? જવાબ--ના જોયેલ નથી તેમજ તેણીઓની ચાલ ચલગતની અંતત માહીતી નથી.

સવાલ--રળીઆત વીશે જાણો છો? જવાબ--રળીઆતના સંબંધમાં પણ મને માહીતી નથી.

સવાલ--જગ્યામાં કુવો છે ખરો? જવાબ--હા મંદીરમાં એક કુવો હતો અમારી જાતની સ્ત્રીઓ કુવા ઉપર પાણી ભરતી. કપડા

ચોતી પણ હાલ તે પુરાવી નાખેલ છે.

સવાલ--તે બાબતમાં તમે કાંઇ સાંભળેલ? જવાબ--અમારી કોમના કેટલાક માણસોએ વાંધો ઉઠાવેલ એમ મે સાંભળેલ પણ કોણે તે હું જાણતો નથી.

સવાલ--તમારામાં મુખી હોય છે? જવાબ--અમારામાં મુખી નથી હોતા પણ પાંચ ત્રસ્ટીઓ હોય છે જેઓ મુખી હોય છે.

સવાલ--તમો મુખી છો તેમ બોલેલ તો તમો મુખી છો?

જવાબ—હું મુખી છું એમ બોલેલ કેમકે હું એક આબરૂદાર કુટુંબનો માણસ છું જમાતમાં મારી ઇજત છે અને જમાત મારૂ જરૂર સાંભળે છે.

સવાલ--તમો તે મંદીરમાં આવતી ખરાબ સ્ત્રીઓ વીશે ફરીઆદીને કીધેલ?

જવાબ--મેં ફરીઆદીને કાંઇ તે વીશે કીધેલ નથી પણ મારી મુખ્ય તપાસમાં મેં કહયું છે કે મંદીરમાં સ્ત્રીઓ જોડે અનિતી-ભર્યો સંબંધ ચલાવવા સંબંધમાં હું બાવાને વઢેલો.

સવાલ--તમોએ જુગાર જોએલો?

જવાબ-મંદીરના ઓરડા ઉપર જુગાર રમતા જોએલ, મેં ઓરડા ઉપર છાપરૂ જોએલું.

સવાલ--તેને કેટલો વખત થયેલો?

જવાબ--બે કે અઢી વરસ પહેલા બન્યું.

સવાલ--જુગાર કોણ રમતા હતા?

જવાબ--તે મેં બે ત્રણ વખત જોયું પણ હું તેઓને ઓળખતો·

નથી. સવાલ--તેઓ શાથી જુગાર રમતા હતા?

જવાબ--કોડીથી રમતા હતા, કદાચ ત્યારે સાતમ હોય અને બાવો નીચે આવ્યો ત્યારે મેં તેમને ચોકસ કહેલ કે આ સારૂં કરતો નથી. તેમ જુગારીઓને પણ વઢેલો. મેં આ વીશે ટ્રસ્ટીને જણાવવાનું પણ બાવાને કહેલ.

## ફેરી તપાસ.

સવાલ--તમો મેનેજીંગ કમીટીના સભ્ય છો?

જવાબ--હું સભ્ય નથી પણ કામનો નિર્ણય કરવા હું નાતના વડેરાઓની જોડે બેસું છું.

કોરટે પુછેલા સવાલના જવાબમાં જણાવેલ કે, કોઇ પણ પાસેથી મને એવી ખબર કદાપી નથી મલી કે નામ આપ્યા છે તે બે સ્ત્રીઓ મંદારવાળી જગ્યાની અંદર અનીતીભર્યો સંબંધ ચલાવતી તેમજ મેં એમ નથી સાંભળ્યું કે આ સ્ત્રીઓ જોડે અનીતીભર્યો સંબંધ હતો, પણ મેં સાંભળેલ છે કે બાવાને સ્ત્રીઓ જોડે જરૂર અનીતીભર્યો સંબધ છે. પણ મંદીરના કયા ભાગમાં એ મેં સાંભળેલ નથી મંદીરમાં કોઇ ખરાબ સ્ત્રીઓને જતા અટકાવવામાં આવતી નથી. બાવાને સ્ત્રીઓ જોડે અનીતીભર્યો સંબંધ છે. એ ખબર મને કોણે આપી તે મને ખબર નથી. તે આજુબાજુના માણસોને પુછતાં સાંભળેલું છે, પણ કોને પુછ્યું તે જુની વાત થવાથી મને યાદ નથી, તેમ હાલ મંદીરમાં ભાડુત રહે છે કે નહિ તે મને ખબર નથી. મંદીરમાં નાતના રીવાજ પ્રમાણે કોઇ કુટુમ્બવાળો માણસ રહી શકે નહિ.

---

નોટઃ—અત્રે માજીસ્ત્રેટે નોંધ કરી છે કે મી. મોતીરામની અરજ ઉપરથી હું નોંધ કરૂં છું કે મોતીરામની સુચના ઉપરથી પ્રવીડસ્ત એકટની કલમ ૧૩૨ (૧) તળે સાક્ષીએ બે સ્ત્રીઓના નામો ફરજ પાડવામાં આવેલ.

હું સુંદરબાઇને જાણુતો નથી તેમ તેણીની ચાલ ચલગત પણુ જાણુતો નથી તે મારી નાતની નથી.

## મી. રામજી સાક્ષી નંબર ૨૦ ની મીરઝાએ લીધેલી ઉલટ તપાસ.

સવાલ--ફરીઆદી ઉપર જ્યુડીસીયલ કમીશનરમાં થયેલા દાવામાં પક્ષકાર છો? જવાબ--ના. તેમ મેં સોગંનનામું દાખલ કરેલ નથી પણુ મને દાવાની ખબર છે.

સવાલ--મંદીરની આવક કોણુ ખાય છે? જવાબ--તે હું જાણુતો નથી. પણુ અમારી કોમ તે બાવાને હાંકીકાઢી બીજો પુજારી લાવવા માગે છે.

સવાલ--બીજો પુજારી નીમાય તો આવક કોણુ રાખશે? જવાબ-તે હું જાણુતો નથી. પણુ બાવો પુજાય તે સામે હું તથા કોમ વાંધો ઉઠાવે છે.

*

## મોતીરામે લીધેલી તપાસ.

સવાલ—તે બાવાને કોમ શા માટે હાંકી કાઢવા માંગે છે?

જવાબ—બાવાની અણુગમતી ચાલ ચલગતને લીધે હાંકી કાઢવા માંગે છે

---

## કાનજી ત્રીકમની મીરઝાએ લીધેલી ઉલટ તપાસ.
## સાક્ષી નંબર ૧૭.

સવાલ-તમોને જુગારમાં સજા થયેલી છે? જવાબ-મને જુગાર રમવા માટે બે કે ત્રણ વાર સજા થયેલ છે.

સવાલ-તમે મંદીરમાં કેટલીવાર જુગાર રમવા ગયેલા? જવાબ-બે કે ત્રણ વાર ગયેલો.

સવાલ-જુગાર કયાં ખેલાતો? જવાબ-અમો બાવાના ઓરડામાં જુગાર રમતા.

સવાલ-બાવો ત્યાં શું કરતો હતો? જવાબ-બાવો ત્યાં નાલ લેતો હતો.

સવાલ-ત્યારે પોલીસે કદી દરોડો પાડેલ ખરો? જવાબ-મને ખબર છે ત્યાં સુધી કદી પાડેલ નથી.

સવાલ-બાવો રમતો હતો ખરો? જવાબ-ના.

સવાલ-સુંદરબાઈને ઓળખે છે? જવાબ-હા. હું સુંદરબાઇને આઠ વરસ થયા ઓળખું છું.

સવાલ-તે શું કરતી હતી? જવાબ-તે બાવાના ઓરડામાં જુગાર રમતા જોતી તેણીએ બે વખત જોએલ.

સવાલ-કોણ કોણ રમવા આવતા તે જાણો છો? જવાબ-હું તેઓના નામો આપી શકુ નહી.

સવાલ-કોઇએ જુગાર રમતા જોયેલા ખરા? જવાબ-અમને રમતા કોઇએ જોયેલ કે સલાહ આપવા કોઇ આવેલ નહોતું.

---

સવાલ—સુંદરબાઇની હીલચાલ કેવી છે? જવાબ—સુંદરબાઇ અને બાવાની હીલચાલ ઉપરથી મને લાગેલું કે આ બે વચ્ચે નીકટનો સંબંધ હોવો જોઇએ.

સવાલ—બાવાની ચાલ ચલગત ખરાબ છે તેવું કોણે કહયું? જવાબ—તે કોઇ વ્યકતીનું નામ આપી શકું નહી પણ આખી બજાર એમ કહેતા મેં સાંભળેલ છે કે બીજી સ્ત્રીઓ સાથે બાવો ચાલે છે.

સવાલ—તેઓના નામની ખબર છે? જવાબ—તે હું નામ જાણતો નથી.

સવાલ—તમો ત્યાં કયે ટાઇમે જતા? જવાબ—દીવસના વખતમાં નહી પણ બતી ટાંણે જતો.

સવાલ—મંદીર કયારે બંધ થાય છે? જવાબ—લગભગ ૧૨ વાગ્યાને સુમારે.

સવાલ—તમારા કુટુંબની ઓરતો દર્શને જાય છે? જવાબ લગભગ ૧૫ માસ થયા મે મના કરેલ છે.

સવાલ—તમો જાઓ છો ખરા? જવાબ—અને ત્યાર પછી હું જાતે ત્યાં ગયો નથી પણ કોઇ કોઇ વાર દર્શન કરવા તો જાઉં છું.

સવાલ—બાવાને તમે એમ કીધેલ ખરૂ કે તમારી ખરાબ ચાલને લીધે મેં મારા કુટુંબની ઓરતોને મેં મંદીરમાં જવાની મના કરેલ છે? જવાબ—તેમ કીધેલ નહોતું તેમ હું આ મુકરદમા પછી પણ દર્શને ગયો છું મારૂં કુટુંબ કદી મારી સાથે ત્યાં ગયેલ નથી.

---

२४५४३

## સાક્ષી ભવાન નંબર ૧૮ ની લેવાએલી ઉલટ તપાસ.

સવાલ—તમો સુંદરબાઇ વીશે શું જાણો છો? જવાબ—અગાઉ સુંદરબાઇના ઓરડાની આગલી દીવાલ ટ્રેલી કામની હતી પણ હાલ નથી. હું ત્યાં હતો ત્યારે ટ્રેલીઓની જોએલી છે.

સવાલ—સુંદરબાઇ કયાં રહે છે? જવાબ—અંદરના ભાગમાં તેણીની પાસે માત્ર એકજ ઓરડામાં રહેતી અને બાવો જેમાં રહે છે તે આગલનો ઓરડો છે.

સવાલ—બેઓરડાની વચમાં આવવા જવાનો દરવાજો છે? જવાબ—નહી વચ્ચે નથી.

સવાલ—તમો કયાં નોકરી કરો છો? જવાબ—હું આરોપી કલ્યાણજી મુખીની દુકાને કામ કરૂં છું.

સવાલ—તમોએ કલ્યાણજીને કયારે ખબર કહેલી?—જવાબ—લગભગ પંદર માસ પહેલા ખબર આપેલી.

સવાલ—તમો મંદીરમાં કેટલા માસ રહયા? જવાબ—લગભગ દસ માસ રહયો હતો.

સવાલ—તે વખતે તમોએ કાંઇ જોએલું? જવાબ—હું રહેવા ગયો ત્યાર બાદ શું જોયું તે મે જોએલું છે અને શરૂઆતથીજ હું મારા કુટુંબ જોડે રહેલો.

સવાલ—તમો શા વાસ્તે નીકળી ગયા? જવાબ—મારી ઇચ્છાથીજ

સવાલ—ત્યાં કોણ કોણ રહેતા? જવાબ—આસુ પ્રાગજી ખીઆ બાઇ ગોવીંદ. હીરબાઇ. લખમીબાઇ પણ ત્યાં રહેતા. આસુ કુટુંબ

સાથે રહેતો અને સ્ત્રીઓ વીધવા હોવાથી એકલી રહેતી.

સવાલ—ગોવીંદ પરણેલો હતો? જવાબ—ના વાંઢો હતો.

સવાલ—ભાડુતો એક બીજાને તયાં જતા આવતા હતા ખરા?

જવાબ—હરગીજ જતા આવતા. સુંદરબાઇ અમારે ઘેર જતી આવતી અને અમો પણ તેને ત્યાં જતા.

સવાલ—તમો ભાડુ કોને આપતા? જવાબ—કેટલીકવાર સુંદર બાઇને તેમજ કેટલીકવાર બાવાને આપતો.

સવાલ—તમારી પાસે ભાડુ ચડેલ હતું? જવાબ—નીકળી ગયા પછી કાંઇ ભાડુ ચડેલું આપવાનું નહોતું

સવાલ—બાવો તમારે ત્યાં આવતો ખરો? જવાબ—એ પણ આવતો અને અમે પણ બાવાને ત્યાં જતા.

સવાલ—તમે બાવાને તેણી વીષે કીધેલ ખરૂં? જવાબ—મેં બાવાને કેટલીક વખત તેણીની અનીતી ભરી ચાલને લીધે હું જગ્યા ખાલી કરીશ તેવું કહેલું.

સવાલ—બાવા સીવાય કોઇ પુજારી હતો? જવાબ—બીજો પુજારી મેં જોયેલ નહી હતો તેમ મે કોઇ ફકીરને ખવરાવતા પણ કદી જોયેલ નથી.

## મી. ફતેચંદે લીધેલી ઉલટ તપાસ.

સવાલ—બાવો ક્યાં રહેતો? જવાબ—બાવો મંદીર ઉપર રહેતો આગળ ત્યાં રવેશ (વરંડો) હતો જે હાલ કાઢી નાખવામાં આવેલ છે. રવેશના બીજા ઓરડામાં જવાનું એક બારણું હતું અને સુંદરબાઇ અને બાવો રવેશની અંદર રહેતા.

---

## સાક્ષી નંબર ૧૯ ડાહ્યાભાઈની લેવાએલી ઉલટ તપાસ.

**ભાણજી** અને **ભવાન** મરણ પામેલ છે. તેમ મંદીરના કામકાજ જોડે મને સંબંધ નથી કેમકે હું ટ્રસ્ટી નથી.

સવાલ—ત્યારે ટ્રસ્ટી કેટલા હતા? જવાબ—ટ્રસ્ટી ચાર હતા તે હાલ મરણ પામેલ છે તેમ તેમની જગ્યાએ બીજા ટ્રસ્ટીઓ ચુંટવામાં આવેલા નથી.

સવાલ—મંદીરની આવક કોણ લેતું? જવાબ—આવક બાવા પાસે જતી તેની મને ખબર નથી. **ખીમજી** જેઠા તેમજ અને આરોપીઓમાના કેટલાઓએ મને બાવાની અનીતીભરી ચાલ ચલગત ની ખબર કરેલી અને **ખીમજીએ** મને કહેલું કે મંદીરમાં ખરાબ સ્ત્રીઓ આવે છે.

સવાલ—પછી તમોએ શું કહયું? જવાબ—મારા પર બાવો સ્ત્રીઓ જોડે ચાલે છે એવી છાપ પડેલ અને **ખીમજીએ** કહેલ કે ખરાબ સ્ત્રીઓ મંદીરમાં આવતી અને બાવો તેઓની પાછળ પડતો.

સવાલ—તમો તે વીષે શું કરી શકો? જવાબ—હું બાવા વીરૂદ્ધ અંગત જાણતો નથી.

સવાલ—તમો મંદીરમાં જાઓ છો? જવાબ—હું મંદીરમાં ભાગ્યેજ જાઉં છું અને મેં મંદીરમાં જાતે જુગાર જોએલો નથી.

સવાલ—તમારા કુટુંબની ઓરતો મંદીરે જાય છે? જવાબ—છેલા બે વર્ષથી મારા કુટુંબની ઓરતો મંદીરે જતી નથી તેમજ ગ્નાતીની ઓરતો પણ કોઇકજ જાય છે

---

ફરી તપાસમાં જણાવેલ કે વર્ષ દહાડામાં ગોકળ અષ્ટમી કે દીવાળી ઉપરજ માત્ર મંદીરમાં જવાતું.

કોર્ટની તપાસમાં શાક્ષીએ જણાવેલ કે મંદીરની ઉપર ભગત સીવાય કોઇ માણુસ મંદીરની જગ્યામાં કોઇ ઠેકાણે મંદીર ઉઘાડુ રહે તે વખતમાં સ્ત્રી જોડે ચાલી શકે નહી. છાપરાના માળા ઉપર ઓરડા છે પણ ત્યાં કોઇ માણુસ સ્ત્રીને લઇ જાય તે આજુ બાજુના ઘરોની બારીમાંથી બારીની તડોમાંથી જોઇ શકાય સામાન્ય રીતે મંદીર રાત્રે બંધ થાય.

## આસુ પ્રાગજીની તપાસ.

હું જાતે હિન્દુ કચ્છી બ્રાહ્મણ ઉમર વરસ ૪૫ ધંધો બારદાન સીવવાનો.

સવાલ—તમો ફરીઆદીને જાણો છો? જવાબ—હા. હું તેને ઓળખું છું. હું તેના મંદીરમાં રહેતો ત્રણ વર્ષ પહેલા હું નીકળી ગયેલો.

સવાલ—તમો મંદીરમાંથી શા માટે નીકળી ગયા? જવાબ—મને કોર્ટનું રક્ષણ મળે તો હું સત્ય બીના જણાવું.

માજીસ્ટ્રેટે નોંધ કરી કે હું તેને કાંઇ રક્ષણ આપી શકુ નહી પણ હું તેને બોલવાનું ફરમાન કરૂં છું.

સવાલ--બોલો તમો શું જાણો છો? જવાબ--મેં બાવાને અને સુંદરબાઇને સાથે જમતા જોયા છે. તેણી તેને રાંધી આપતી અઢાર

માસ પહેલા એક રાત્રે હું પેસાબ કરવા ઉઠયો મેં ફરીઆદીને સુંદરબાઇ ઉપર સ્વારી કરતા જોયો. સુંદરબાઇ મારી સાળી છે. મેં ફરીઆદીને માર્યો તેથી તેણે મારા ઉપર અને તેમજ મારા દીકરા અને મારી બેનના બે દીકરા ઉપર કોર્ટમાં ફરીઆદ દાખલ કરેલ ત્યાર બાદ તેણે મારી માફી માંગી તેની હું ખરી નકલ રજુ કરૂં છું.

## મી. મીરઝાએ લીધેલી આસુ મહારાજની ઉલટપાલટ તપાસ.

સવાલ--તમો મંદીરમાં કેટલું રહયા? જવાબ--હું મંદીરમા લગભગ ત્રણ વરષ રહયો.

સવાલ--તમારી પડખે બીજું કોઇ રહેતુ. જવાબ--મારો દીકરો તેમજ મારી બેનના દીકરા ત્યાંજ રહેતા.

સવાલ--સુંદરબાઇ કયાં રહેતી? જવાબ--સુંદરબાઇ બાવા સાથે જુદી રહેતી.

સવાલ--ત્યારે તમે કાંઇ વાંધો ન ઉઠાવ્યો? જવાબ--મને કાંઇ વાંધો નહોતો પણ મને એ ગમતુ નહોતુ.

સવાલ-તમોને બાવા અને સુંદરબાઇના સંબંધની ખબર ખરી? જવાબ--અગાઉ મને ખબર નહોતી કે બાવા અને સુંદરબાઇ જોડે ગાઢ સંબંધ છે. પણ મને શંકા તો હતીજ.

સવાલ--ત્યારે તમો ફરીઆદીને કાંઈ ન બોલ્યા? જવાબ--મે ફરીઆદી જોડે ચાર પાંચ વાર ઝગડા કરેલા અને મને તેણે કહેલ કે

---

તમારે વચ્ચે પડવાનું કાંઇ કામ નથી. અને તે બાબતમાં કજીઓ કરેલો નહી

સવાલ--બાવો કયાં રહે છે? જવાબ--બાવો સુંદરબાઇના ઓરડાની નજીકના ઓરડામાં રહે છે.

સવાલ--તમે તેને કયાં જોએલા? જવાબ-મેં તેમને બહાર વરંડામાં જોએલા પાંચ છ બીજા માણસો મંદીરમાં રહેતા પણ વરંડામાં કોઈ પણ નહીં

સવાલ--કજીઓ થયો ત્યારે સર્વ સુઇ ગયા હતા? જવાબ--કજીઆથી ભગવાનજી અને ફકીર ભણસુરી જાગી ઉઠયા ભગવાનજી ત્યાં રહેતો.

સવાલ--તમે જગ્યા કયારે છોડી? જવાબ--મારી સામે માંડવામાં આવેલો મુકરદમો પુરો થયો કે તરતજ મેં મંદીરની જગ્યા છોડી આપી અને હવે મારે સુંદરબાઇ જોડે કાંઇ લેવા દેવા નથી.

સવાલ--તમો ભાણજી મુખીનું કામ કરો છો? જવાબ--હું મુખીનું કામ કરતો નથી પણ કેમારી ઉપર ગુણી સીવું છું.

સવાલ--તમારી બેનના દીકરા તેમજ તમારા દીકરા કયાં રહે છે? જવાબ--તેઓ કરાંચીમાં રહે છે તેઓ શોરથી જાગી ઉઠયા પણ તેઓએ કાંઇ પણ કર્યું નહીં

સવાલ--ધાંધલ કેટલે બજે થયું? જવાબ--લગભગ બાર કે એક વાગે થયું મેં તેમને ધાંધલ કરતા વાર્યા મંદીર દશ વાગ્યે બંધ થયેલ હતું તે વખતે મંદીરમાં એકલો બાવોજ હતો.

(વાંચો ત્રીજા ભાગના ૩૩ મે પાને)

---

---

અધુરી રહેલી હકીકત માટે ભાગ ત્રીજો વાંચો.



# ઝીસ પંકટલ લેન્સીઝ

**સર્વોતમ બનાવટના કેંદ્ર બીંદુવાળા કાચો.**

દરેક કાચ ખાસ રીતે તપાસીને તેમજ "કાર્લ ઝીસ જીના" ના ટ્રેડમાર્કની છાપ સાથે હોય છે.

ટોરીકમાંજ સર્વ વાતનો સમાવેશ થાય [illegible] એમ નથી.

ટોરીકની ઉમદા કૃતિ પર વજન મુકવું એ પણ પુરતું નથી.

ખાસ ગેરંટીવાળા લેન્સો તો માત્ર "ઝીસ પંકટલજ" છે.

તમારા ટોરીક તેમજ બીજા સાદા કાચવાળાં ચશ્માં અમારી પાસે મોકલી આપો. અને આધુનિક યંત્ર કામના ઉમદા નમુના રૂપ, કળાવાન તથા સંપુર્ણ [illegible]ાત્રીવાળા કાચો તેમાં ફીટ કરાવીને તમારા નેત્રોને દીર્ઘાયુષનું દાન અર્પો.

સ્થાપીત ૧૮૪૫ **હરીરામ સુંદરજી સુસણીઆ.**

બંદર રોડ—**કરાંચી.** છુટક તથા જથાબંધ ચશ્માના વેપારી

---

**નોટ:**—આમાં આવતા સવાલો શાક્ષીની જુબાની ઉપરથી કલ્પીત દાખલ કરેલ છે.